પ્રકાશન નં. : ૨૨૭

# પ્લેગ વિષે ઇસ્લામી દ્રષ્ટિકોણ

✱✱

—હસન ભડકોદ્વી

★★★★★★★★★★★★★

પ્રકાશન વિભાગ
દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ–૩૯૨ ૧૬૨
તા. જિ. ભરૂચ (GUJ.–INDIA)

★ બિસ્મિહી તઆલા ★

# પ્લેગ વિષે ઇસ્લામી દૃષ્ટિકોણ

કુર્આને મજીદમાં અલ્લાહ તઆલાનો ઈરશાદ છે :

"(હે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !) શું આપે તે લોકોને નિહાળ્યા નથી, જેઓ મૃત્યુના ભયથી પોતાનાં ઘરબાર છોડી બહાર નીકળી પડ્યા હતા અને તેઓ હજારોની સંખ્યામાં હતા ? પછી અલ્લાહ તઆલાએ તેમને ફરમાવ્યું કે તમે સૌ મરી જાવ. પછી તેણે તેમને સજીવન કરી દીધા. નિઃશંક, અલ્લાહ તઆલા લોકો પર કૃપા કરનાર છે, પરંતુ ઘણાં લોકો તેનો શુક્ર અદા કરતા નથી."

(સૂરએ બકરહ : ૨૪૩)

ઉપરોક્ત આયતમાં બની ઈસરાઈલની એક જમાઅતનું વર્ણન કરાયું છે, જે પ્લેગ યા જિહાદના ભયથી પોતાના પરિવારોની સાથે નાસી છૂટી હતી. તફસીરકારોએ લખ્યું છે કે બની ઈસરાઈલની એક જમાઅત વાસત નજીક આવેલા "દાવરદાન" શહેરમાં આબાદ હતી. ત્યાં અઝાબરૂપે પ્લેગનો ભારે રોગચાળો ફાટી નીકળ્યો. આ લોકો જેમની સંખ્યા લગભગ દસ હજાર જેટલી હતી, અવાચક બની ગયા અને મૃત્યુના ભયે તથા સલામતીના આશયે આ શહેરને છોડી બે પર્વતો દરમિયાન આવેલા એક વિશાળ મેદાનમાં ચાલ્યા ગયા. અલ્લાહ તઆલાએ ત્યાં બે ફરિશ્તા મોકલ્યા, જે મેદાનના બેઉ કિનારે આવીને ઊભા થઈ ગયા અને તેમણે કોઈ એવી બિહામણી પુકાર કરી, જેનાથી તે સૌ ક્ષણભરમાં ટપોટપ મૃત્યુ પામ્યા. આસપાસના લોકોને જ્યારે આ બનાવની જાણ થઈ તો તેઓ ત્યાં પહોંચ્યા. દસ હજાર મૃતદેહોના કફન-દફનની વ્યવસ્થા કરવાનું કામ સરળ ન હતું, જેથી તેઓ લાચાર બની ગયા. તેમણે તેમની આજુબાજુ કમ્પાઉન્ડ જેવું બનાવી દીધું, જેથી જંગલી પ્રાણીઓ તેમને ફાડી ન ખાય અને તેમને એ જ સ્થિતિમાં છોડીને ચાલ્યા ગયા.

સમય વીત્યે તેમની લાશો સડી ગઇ. માત્ર હાડપિંજરો રહી જવા પામ્યાં. એક લાંબી મુદ્દત પછી બની ઇસરાઇલના એક પયગમ્બર હઝરત હિઝકીલ (અલૈ.)આ સ્થળેથી પસાર થયા. આ કંપાઉન્ડમાં ઠેરઠેર માનવહાડપિંજરો વેરવિખેર પડેલાં નિહાળીને હેરતમાં પડી ગયા. વહી દ્વારા એમને આખો બનાવ બતાવી દેવામાં આવ્યો. હઝરત હિઝકીલ

(અલૈ.)એ દુઆ કરી કે હે અલ્લાહ ! તું એમને ફરી સજીવન ફરમાવી દે. અલ્લાહ તઆલાએ એમની દુઆ કબૂલ ફરમાવી લીધી અને પોતાની સંપૂર્ણ કુદરત દ્વારા તેમને ફરી સજીવન ફરમાવી દીધા. જ્યારે તેઓ જીવંત થઇ ગયા તો તેમની જીભે આ શબ્દો વહેતા હતા : સુબ્હાનક લા ઈલા–હ ઈલ્લા અન્ત (હે અલ્લાહ ! તારી ઝાત પાક છે, તારા સિવાય બીજો કોઇ માબૂદ–ઉપાસ્ય નથી).

હઝરત કતાદહ (રદિ.)એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલાએ તેમને સજા અને ચેતવણી માટે મૌત આપી દીધી હતી, કારણ કે તેઓ મૌતની બીકે નાસી ગયા હતા. પછી તેમની બાકી ઉંમર પૂરી કરવા માટે તેમને જીવંત કરી દેવામાં આવ્યા, જેથી તેમને અ–કારણ મરણ અને અ–કારણ જીવનનો સાક્ષાત્ અનુભવ થઇ જાય.

અલ્લાહ તઆલાએ ઉપરોક્ત બનાવ દ્વારા વિશ્વવાસીઓને બતાવી દીધું કે જીવન અને મરણ અલ્લાહ તઆલાના જ અંકુશમાં છે. ન તો પ્લેગથી નાસવું ઝિંદગીનું કારણ છે અને ન તો જિહાદમાં જવું મૌતનું કારણ છે. કાયરતા બચાવી શકતી નથી અને બહાદુરી મારી શકતી નથી. પ્રત્યેક મુસ્લિમની આ માન્યતા છે કે મૌત તેના નિર્ધારિત સમયથી ન તો એક સેકન્ડ પહેલાં આવી શકે છે અને ન તો એક સેકન્ડ પછી. એ જ કારણે મૌતની બીકે ભાગવું ફુઝૂલ પણ છે અને અલ્લાહ તઆલાની નારાઝગીનું નિમિત્ત પણ.

## આયતને લગતા મસાઇલ :

મજકૂર આયતથી અમુક મસાઇલ અને અહકામ સાબિત થાય છે :

(૧) જે રીતે જિહાદથી ભાગવું હરામ છે, એવી જ રીતે પ્લેગથી ભાગવું પણ હરામ છે.

(૨) તકદીર (નિયતિ)ના મુકાબલામાં કોઇ તદબીર (યુક્તિ) કારગર થઇ શકતી નથી. પ્લેગથી ભાગવું પ્રાણ બચાવવાનું નિમિત્ત બની શકતું નથી અને પ્લેગગ્રસ્ત વિસ્તારમાં કાયમ રહેવું મૌતનું કારણ બની શકતું નથી, બલકે મૌતનો એક સમય નિયુક્ત છે, ન એમાં વધારો થઇ શકે છે અને ન તો ઘટાડો.

[(૩) જે શહેરમાં પ્લેગ યા ચેપી રોગ ફેલાયો હોય તો ત્યાંથી નાસીને બીજી જગ્યાએ જવું જાઇઝ નથી. હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઇરશાદમાં એટલો વધારો પણ છે કે બીજા લોકોએ ત્યાં જવું પણ દુરુસ્ત નથી. હદીસ શરીફમાં છે :]- બાગ

"પ્લેગની આ બીમારી દ્વારા અલ્લાહ તઆલાએ તમારા પૂર્વની કૌમો પર અઝાબ ઉતાર્યો છે. જ્યારે તમે આ સાંભળો કે કોઇ શહેરમાં પ્લેગનો રોગ ફેલાયો છે તો ત્યાં જશો નહિ અને જો કોઇ વસતિમાં આ રોગ ફેલાઇ જાય

અને તમે ત્યાં વસતા હોવ તો (મૃત્યુના ભયે) ત્યાંથી નાસીને બીજે જશો નહિ." (બુખારી, મુસ્લિમ, ઈબ્ને કસીર)

## હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)નો બનાવ :

"તફસીરે કર્તબી"માં છે કે હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ એકવાર શામ (સિરિયા) પ્રદેશ જવાના ઇરાદે પ્રવાસ ખેડયો. શામ પ્રદેશની સરહદે તબુક નજીક આવેલા "સરગ" નામી સ્થળે પહોંચ્યા તો જાણવા મળ્યું કે શામ પ્રદેશમાં ભારે પ્લેગ ફેલાયો છે. આ પ્લેગ શામ પ્રદેશના ઇતિહાસમાં એક ભારે દુર્ઘટના તરીકે જાણીતો છે, જે "અમવાસ"ના નામે મશહુર છે, કારણ કે સૌ પ્રથમ આ પ્લેગ બયતુલ મુકદ્દસ નજીક આવેલી "અમવાસ" નામી વસતિમાં શરૂ થયો હતો. પછી આખા દેશમાં ફેલાઇ ગયો. હજારો ઇન્સાન જેમાં ઘણાં સહાબએ કિરામ (રદિ.) અને તાબિઇન (રહ.) પણ હતા, આ પ્લેગમાં શહીદ થયા.

હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.) પ્લેગની તીવ્રતા અને ભયંકરતાના સમાચાર સાંભળીને ત્યાં જ થોભી ગયા અને સહાબએ કિરામ (રદિ.)થી મશ્વેરો કર્યો કે આપણે અત્યારે શામ પ્રદેશ જવું જોઇએ કે અહિંયાથી જ પાછા ફરી જવું જોઇએ? મશ્વેરા વખતે જે સજ્જનો ત્યાં હાજર હતા, તેમના પૈકી કોઈએ પણ આ સંદર્ભમાં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો કોઇ હુકમ સાંભળ્યો ન હતો. ત્યાર પછી હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને ઔફ (રદિ.)એ જાણ કરી

કે આ વિષે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો આ ઇરશાદ મવજૂદ છે :

"રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પ્લેગનો ઉલ્લેખ કર્યો તો ફરમાવ્યું કે આ એક અઝાબ છે, જેનાથી અમુક આગલી ઉમ્મતોને અઝાબ આપવામાં આવ્યો હતો. પછી તેનો કંઈક અંશ બાકી રહી જવા પામ્યો. હવે તેની આ હાલત છે કે કદી તે અદ્દશ્ય થઈ જાય છે અને કદી જાહેરમાં દેખા દે છે. તો જે માણસ એવું સાંભળે કે જમીનના ફલાણા પ્રાંતમાં આ અઝાબ ઊતર્યો છે તો તેણે ત્યાં જવું જોઈએ નહિ અને જે માણસ તે વિસ્તારમાં પહેલેથી જ મવજૂદ હોય તો પ્લેગથી નાસી છૂટવા માટે ત્યાંથી નીકળે નહિ." (બુખારી શરીફ, હઝરત ઉસામા ઇબ્ને ઝૈદ દ્વારા)

જયારે હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ આ હદીસ સાંભળી તો પોતાના સાથીઓને પાછા ફરવાનો આદેશ આપી દીધો. શામ પ્રદેશના ગવર્નર હઝરત અબૂ ઉબયદહ ઇબ્ને જર્રાહ (રદિ.) પણ મશ્વેરા વખતે ત્યાં હાજર હતા. ફારૂકે આ'ઝમ (રદિ.)નો આ હુકમ સાંભળીને ફરમાવવા લાગ્યા : અફિરારમ્ મિન કદ્રિલ્લાહ—શું આપ અલ્લાહ તઆલાની તકદીરથી નાસવા ચાહો છો ? ફારૂકે આ'ઝમ (રદિ.)એ ફરમાવ્યું કે, લવ ગયરક કાલહા યા અબા ઉબયદહ, નઅમ નફિરું મિન કદ્રિલ્લાહિ ઇલા કદ્રિલ્લાહ.......અર્થ : હે અબૂ ઉબયદહ (રદિ.) ! કાશ,

તમારા સિવાય બીજો કોઇ આવી વાત કરત ! આ વાક્ય આપની જીભે સારું લાગતું નથી. હા, અમે અલ્લાહની એક તકદીરથી અલ્લાહની બીજી તકદીર તરફ નાસી રહ્યા છીએ.

મતલબ કે જે રીતે બીમારીમાં ઇલાજ કરવું એક તકદીરથી બીજી તકદીર તરફ ભાગવું છે, કારણ કે બીમારી પણ અલ્લાહની તકદીર છે અને ઉપાય પણ અલ્લાહની તકદીર છે, એ જ રીતે આપણું પ્લેગગ્રસ્ત વિસ્તારથી વેગળા રહેવું અને વતન તરફ પાછા ફરી જવું પણ એક તકદીરથી બીજી તકદીર તરફ ચાલ્યા જવું છે. સારાંશ કે આપણે જે કાંઇ કરી રહ્યા છીએ તે અલ્લાહ તઆલાના જ હુકમ અનુસાર કરી રહ્યા છીએ, જેને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ) બયાન ફરમાવ્યો છે.

## નબવી ઇરશાદની હિકમતો :

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઉપરોક્ત ઈરશાદથી સ્પષ્ટ થયું કે જે શહેર યા વસતિમાં પ્લેગ ફેલાયેલો હોય તો બહારવાળાઓને ત્યાં જવાની મનાઇ છે અને ત્યાંના રહેવાસીઓને (મોતના ભયે) તે સ્થળેથી નાસી જવું દુરુસ્ત નથી. ઉપરાંત, ઈસ્લામની આ બુનિયાદી માન્યતા છે કે ન તો કોઇ સ્થળે જવું મોતનો સબબ છે અને ન તો કોઈ સ્થળેથી નાસવું નજાતનો માર્ગ છે. મોતનો એક સમય નિર્ધારિત છે. એમાં વધારો-ઘટાડો થઈ શકતો નથી, જેથી પ્લેગગ્રસ્ત વિસ્તારને છોડી દેવું પ્રાણ બચાવવાનું નિમિત્ત

બની શકતું નથી અને એમાં સ્થાયી રહેવું મૌતનું નિમિત્ત બની શકતું નથી. આવી માન્યતા હોવા છતાં પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઉપરોક્ત આદેશ ઘણી દૂરગામી હિકમતો પર આધારિત છે. બહારવાળાઓને પ્લેગગ્રસ્ત એરિયામાં જવાની મનાઇ કરવામાં એક હિકમત આ હોઈ શકે છે કે શકય છે ત્યાં પહોંચીને કોઇની ઉંમર પૂરી થઇ ચૂકી હોય અને મૌતનો સમય આવી પહોંચ્યો હોય. બસ, ત્યાં પ્રવેશનાર જો આ રોગમાં સપડાઇને મૃત્યું પામ્યો તો મરતાં મરતાં તેને એવો ગુમાન થશે કે જો હું અહિંયા આવ્યો ન હોત તો હું બીમાર ન પડત અને મને મૃત્યુ ભરખી ન જાત. બીજાઓ પણ એવું વિચારશે કે અહિંયા આવવાથી તેનું મૃત્યુ થયું. જો કે જે કાંઈ થયું તે પહેલેથી લખાયેલું જ હતું. તેની ઉંમર પૂરી થઇ ચૂકી હતી. ગમે તે સ્થળે રહેત તો પણ નિર્ધારિત સમયે તેની મૌત આવીને જ રહેત. આ આદેશ દ્વારા મુસલમાનોની માન્યતાને આ પ્રકારની દ્વિધાથી બચાવવામાં આવી છે, જેથી તેઓ ગેરસમજના શિકાર ન બને.

બીજી હિકમત આ પણ હોઈ શકે છે કે અલ્લાહ તઆલાએ બંદાઓને સૂચના આપી છે કે સ્વજાતને હલાકતમાં નાખશો નહીં. કુર્આન શરીફમાં છે : વલા તુલ્કૂ બિઅયદીકુમ ઈલત્તહલુકહ, એટલે કે પોતાને હાથે કરીને હલાકતમાં ન નાખો. પોતાને ખતરાથી બચાવો. અર્થાત જ્યાં હલાકતનો ભય હોય અથવા નુકસાન પહોંચવાનો ખતરો હોય તો ત્યાં જશો નહિં, બલકે યથાશક્તિ એવી

એવી ચીજોથી બચાવવાની તકેદારી રાખો, જે ચીજો વિનાશ અને નુકસાનનો સબબ બની શકે છે. આ સૂચનાનો તકાદો પણ આ જ છે કે તકદીર પર સંપૂર્ણ વિશ્વાસ મૂકીને સાવચેતીભર્યાં પગલાં ભરવામાં યા કોઇ યુક્તિ અપનાવવામાં કશી મણા રાખવામાં ન આવે. એ જ યુક્તિઓ પૈકી એક યુક્તિ આ પણ છે કે કોઇ એવા સ્થળે ન જાય જ્યાં જાનનું જોખમ હોય.......

એ જ પ્રમાણે વસતિવાળાઓને પણ મૌતના ભયે સ્થળાંતર કરવાની મનાઈમાં પણ ઘણી હિકમતો છુપાયેલી છે. દ્રષ્ટાંતરૂપે જો નાસભાગનો સિલસિલો ચાલુ થઇ ગયો તો ધનવાન અને બળવાન લોકો તો તરત જ નાસી છૂટશે, કારણ કે તેમની પાસે બાહ્ય અને આંતરિક દરેક પ્રકારના સાધનો અને માધ્યમો મવજૂદ છે, પરંતુ આબાદીના નિર્બળ, નિર્ધન, સાધન-વિહોણાં સ્ત્રી-પુરુષો જે નાસવાની શક્તિ ધરાવતા નથી, તેમની કેવી અવદશા થશે ! પ્રથમ તો તેઓ પોતાને એકલા–અટૂલા પામીને હેબતાઈ જશે અને મરણશરણ થવા માંડશે. પછી તેમનામાં જે બીમાર હશે તેમની સારવાર કોણ કરશે ? અને મૃત્યુ પામશે તો કફન-દફનની વ્યવસ્થા કેવી રીતે થઇ શકશે ? ઉપરાંત, અત્યંત સંભવિત છે કે જે લોકો એ જગ્યાએ પહેલેથી મવજૂદ છે અને ત્યાંથી નાસી જવા ચાહે છે, તેમના શરીરમાં પ્લેગના જીવાણુંઓ પ્રવેશી ચૂકયા હોય. આવા સંજોગોમાં તેઓ સફર કરશે અને સફરમાં બીમાર પડી જશે તો વિચારો કે તેમની કેવી દુર્દશા થશે ?

ઉપરાંત આ હિકમત પણ હોઈ શકે છે કે જો તેમના શરીરમાં પ્લેગના જંતુઓ પ્રવેશી ચૂકયા હશે અને તે જંતુઓને લઇને તેઓ વિવિધ વિસ્તારોમાં પહોંચી જશે તો પરિણામ સ્વરૂપ રોગચાળો ફાટી નીકળશે, કારણ કે રોગિષ્ટ જંતુઓ બીમારી માટે કારણભૂત છે. જો તેઓ તવક્કુલ અને ધીરજની સાથે પોતાના સ્થળે થોભી રહેશે તો બહુ શકય છે કે રોગથી મુક્તિ મળી જાય અને જો એ જ રોગમાં મૃત્યુ આવી ગયું તો ધીરજ અને અડગતાને કારણે શહાદતને વરશે. આવા જ લોકો વિષે નબવી ઇરશાદ છે કે **અત્તાઊનુ શહાદતુન વલ મત્ઊનું શહીદુન :** પ્લેગ શહાદત છે અને પ્લેગમાં મૃત્યુ પામનાર માણસ શહીદ છે. જેમ કે, બુખારી શરીફમાં હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે કે તેમણે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પ્લેગ વિષે પ્રશ્ન કર્યો તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઉત્તર દીધો કે આ બીમારી અસલમાં અઝાબરૂપે ઊતરી હતી અને જે કોમને અઝાબ દેવાનું મંજૂર હતું તેના પર તે મોકલી દેવાતી. પછી અલ્લાહ તઆલાએ તેને મુઅમિનો માટે રહમત બનાવી દીધી તો અલ્લાહ તઆલાનો જે બંદો પ્લેગ ફેલાયા પછી પોતાની વસતિમાં ધીરજ અને શાંતિપૂર્વક રોકાઈ રહેશે અને એવી માન્યતા રાખશે કે તેને માત્ર તે જ મુસીબત પહોંચી શકે છે, જે અલ્લાહ તઆલાએ તેના માટે લખી દીધી છે તો એવા માણસને શહીદ જેટલો સવાબ મળશે.

એક હિકમત આ પણ છે કે જે અઝાબ ગુનાહોને

કારણે આવે છે તે અઝાબને નાસભાગ કરવાથી ટાળી શકાતો નથી. તેને તો તવબા અને ઇસ્તિગફાર જ ટાળી અને ખાળી શકે છે.

વળી, પ્લેગગ્રસ્ત સ્થળેથી ભાગવાનો અર્થ આ જ થશે કે જો એકને ઇજાઝત મળી જાય તો પછી બધાં જ ભાગવાનું શરૂ કરી દેશે અને આખું શહેર ખાલી થઇ જશે. આવી ભાગદોડથી આબાદીને જે આર્થિક, વિત્તિય, નૈતિક અને સાંસ્કૃતિક નુકસાન ભોગવવું પડશે તે તદ્દન સ્પષ્ટ છે.

આવા વિરોધાભાસી પાસાં દરમિયાન મધ્યસરનો અને સલામતીનો માર્ગ ઢુંઢી કાઢવાનું કામ ઈસ્લામ જેવા પ્રગતિશીલ અને હિકમતપૂર્ણ ધર્મનું જ હતું. તેણે બૌદ્ધિક અને સ્વાભાવિક તમામ પાસાંઓનો ખ્યાલ રાખીને આ મધ્યમસરનો અને ન્યાયપૂર્ણ આદેશ દીધો કે જ્યાં પ્લેગ ફાટી નીકળ્યો હોય ત્યાં લેવાદેવા વિના જશો નહિ અને લેવાદેવા વિના ત્યાંથી નીકળશો પણ નહિ.

## કેટલીક અપવાદરૂપ સૂરતો :

હદીસ શરીફમાં છે : "ફલા તખ્રુજૂ મિન્હા ફિરારમ્ મિન્હુ" (પ્લેગગ્રસ્ત વિસ્તારમાંથી નાસી છૂટવાના હેતુસર બહાર નીકળો નહિ). આ શબ્દોથી સ્પષ્ટ થાય છે કે જો કોઇ માણસ મૌતના ભયે ભાગતો નથી, બલકે પોતાની કોઈ બીજી જરૂરત માટે અન્ય સ્થળે ચાલ્યો જાય તો એમાં કશો વાંધો નથી.

જો કોઇ માણસની એવી પુખ્ત માન્યતા હોય કે અહિંયાથી બીજા સ્થળે ચાલ્યા જવું મને મૌતથી બચાવી શકતું નથી. જો મારો સમય આવી ગયો છે તો ગમે તે સ્થળે જઈશ તો પણ મૌત અનિવાર્ય છે અને જો સમય આવ્યો નથી તો અહિંયા રહેવામાં પણ મને મૌત આવશે નહિ તો આવી અટલ માન્યતા ધરાવનાર માણસ માત્ર આબોહવા બદલવાના હેતુસર બીજે ચાલ્યો જાય તો તે પણ આ હુકમથી બાકાત છે. એ જ પ્રમાણે આવી મજબુત માન્યતા ધરાવનાર માણસ કોઈ જરૂરત અનુસાર પ્લેગગ્રસ્ત વિસ્તારમાં જવા ચાહે તો તેના માટે ત્યાં જવું પણ જાઇઝ છે.

## પ્લેગ એક અઝાબ છે :

અગાઉ હદીસ શરીફ આવી ગઈ છે કે પ્લેગ એક અઝાબ (પ્રકોપ) છે, જે બની ઈસરાઈલની એક જમાઅત પર મોકલવામાં આવ્યો હતો.

બની ઇસરાઈલની જમાઅતથી તે યહૂદીઓ મુરાદ છે, જેઓ જંગલના જીવનથી કંટાળી ગયા હતા તો અલ્લાહ તઆલાએ તેમને એક શહેરમાં દાખલ થવાનો હુકમ દીધો અને સાથે આ પણ તાકીદ કરી કે તમે દરવાજામાં સિજદો કરતાં દાખલ થાઓ અને "હિત્તતુન" કહો. તેમણે અલ્લાહ તઆલાના કથનમાં આ પરિવર્તન કર્યું કે "હિત્તતુન" (અમને માફ કરી દો)ના બદલે ઠઠ્ઠારૂપે "હિન્તતુન" (અમને ઘઉં જોઈએ) કહેવા લાગ્યા અને સિજદાભેર

(દંડવત્) દાખલ થવાને બદલે પગ આગળ ફેલાવી નિતંબભેર (ફૂલાંના ટેકે) દાખલ થયા. બસ, તેમની આ શરારતને કારણે તથા અલ્લાહના આ આદેશનો અનાદર કરવાને પરિણામે જ્યારે તેઓ "અરિહા" નામી શહેરમાં પહોંચ્યા તો તેમને પ્લેગની બીમારી ઘેરી વળી અને બપોર સુધીમાં ૭૦ હજાર યહૂદીઓ મૃત્યુનો કોળિયો બની ગયા. (સૂરએ બકરહની આયત નં. ૫૭/૫૮ અને સૂ. નિસાઅની આયત નં. ૧૫૪માં આ બનાવનો ઉલ્લેખ છે.)

આથી સ્પષ્ટ થયું કે અલ્લાહ તઆલાના આદેશોનું ઉલ્લંઘન કરવાને કારણે જ પ્લેગ જેવી વિકરાળ મહામારી ઉદ્ભવે છે.

## પ્લેગથી ભાગનારા ઘણા ઓછા જીવતા બચે છે :

હઝરત અબુલ હસન મદાઇની (રહ.) પોતાના વાલિદથી નકલ કરે છે કે એવા ઘણાં ઓછા લોકો છે, જે પ્લેગ યા જિહાદથી ભાગી ગયા હોય, પછી તે જીવતા બચી ગયા હોય. તાજુદ્દીન સુબુકી (રહ.)એ કહ્યું છે કે ઉપરોક્ત બયાન અનુભવસિદ્ધ છે. શકય છે કે અલ્લાહ તઆલા પ્લેગ યા જિહાદથી ભાગવાને તેની ઉંમર ટુંકાવવાનું કારણ બનાવી દે. કુર્આને મજીદની એક આયતથી આ વાત પુરવાર પણ થાય છે :

"(હે નબી સલ. !) આપ ફરમાવી દો કે જો તમે મૃત્યુથી અથવા માર્યા જવાથી ભાગશો તો આ ભાગવાનું

તમારા માટે જરા પણ ફાયદાકારક નહિ નીવડે. આ પછી જીવનની મોજ માણવાનો થોડોક જ સમય તમને મળી શકશે.” (સૂ. અહઝાબ : ૧૬)

## પ્લેગથી ભાગનારાઓનું દૃષ્ટાંત :

ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા સિદ્દીકા (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે અલ ફારું મિનત્તાઊનિ કલ ફાર્રિ મિનર્રજફ : પ્લેગથી ભાગનાર માણસ કિયામતના દિવસની પ્રથમ સૂર (ફૂંક)થી ભાગનાર માણસ સમાન છે.

મતલબ કે જે પ્રમાણે કિયામતની સૂરથી ભાગવું અર્થહીન છે, એ જ પ્રમાણે પ્લેગથી મૌતના ભયે ભાગવું પણ વ્યર્થ છે. સૂરથી ભાગવું લાભદાયી થઇ શકતું નથી, એવી જ રીતે પ્લેગથી ભાગવું પણ લાભકારક થઇ શકવાનું નથી.

## પ્લેગનો અઝાબ ઊતરવાનું કારણ :

[હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લ હુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જ્યારે કોઇ કૌમ ઉઘાડેછોગ બદકારી કરવા માંડે છે તો તેમનામાં અવશ્ય પ્લેગ ફાટી નીકળે છે.]

[ઈમામ માલિક (રહ.)એ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ કર્યું છે કે જ્યારે કોઇ કૌમમાં ઝિના (વ્યભિચાર) વ્યાપી જાય છે તો તેમનામાં મૌતનું પ્રમાણ ખૂબ વધી જાય છે.]

ઈમામ સિયૂતી (રહ.)એ કહ્યું છે કે ઝિના મોટાભાગે છૂપી રીતે થાય છે, એ કારણે અલ્લાહ તઆલા પણ તેમના પર એવો દુશ્મન નિયુક્ત કરે છે, જે તેમને એવી છૂપી રીતે કતલ કરે છે કે તેને કોઇ જોઈ શકતું નથી.

## અઝાબનો કુદરતી નિયમ :

જ્યારે કોઇ કૌમ પર અઝાબ ઊતરે છે તો તે મુસ્તહિક અને ગેર મુસ્તહિક, પાત્ર અને અપાત્ર, સારા અને નઠારા તમામ લોકોને ઘેરી વળે છે. જેમ કે, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જ્યારે અલ્લાહ તઆલા કોઇ કૌમ પર અઝાબ ઉતારે છે તો તે અઝાબ ત્યાં મવજૂદ સઘળાં લોકોને પહોંચે છે. પછી તેમને પોતપોતાની નિય્યતો પ્રમાણે કિયામતના દિવસે ઉઠાવવામાં આવશે.

## પ્લેગ મુસલમાન માટે રહમત અને કાફિર માટે અઝાબ છે :

હદીસ શરીફમાં આવ્યુ છે કે પ્લેગ મુસ્લિમો માટે

શહાદત અને રહમત છે તથા કાફિરો માટે અઝાબ છે. પ્લેગનું શહાદત અને રહમત હોવું મુઅમિનો માટે ખાસ છે. પ્લેગ કાફિરો માટે અઝાબ છે, જે એમના પર દુનિયામાં જલદી આવી જાય છે અને આખિરતમાં પણ તેમના માટે આવો જ સખત અઝાબ છે. મતલબ કે પ્લેગ પરહેઝગારો માટે રહમત અને બદકારો માટે અઝાબ છે.

## પ્લેગમાં નેક લોકો કેમ સપડાય છે ? :

હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે કોઇએ અરજ કરી : યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! શું જ્યારે અઝાબ આવે છે તો આખી આબાદી હલાક થઇ જાય છે, હાલાંકે એમનામાં નેક લોકો પણ મવજૂદ હોય છે ? આપે ફરમાવ્યું : હા. અરજ કરી કે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! શા કારણે ? ફરમાવ્યું : કારણ કે તેઓ ખુદાની નાફરમાનીઓ પર લોકોની રોકટોક કરતા નથી અને ચૂપકીદી સેવે છે (તેથી તેઓ પણ અઝાબમાં લપેટાઇ જાય છે). ભલે, જાહેરમાં થતી બુરાઇઓ અને ખરાબીઓ પર ચૂપ રહેવાના અઝાબરૂપે તેમના પર પ્લેગ આવે છે, પરંતુ એ પ્લેગ તેમના માટે કફ્ફારહ (પ્રાયશ્ચિત્ત) અને તહારત (પવિત્રતા) બની જાય છે, એ કારણે તે તેમના માટે રહમત છે.

## પ્લેગ વિષે નબવી મંતવ્ય :

હદીસ શરીફમાં આવ્યું છે કે પ્લેગ તમારા દુશ્મન

જિન્નાતોના નેઝા (ભાલા)ની માર છે. જેમ કે, હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.)એ રિવાયત કરી છે કે મારી ઉમ્મતની મૌત તઅન (કતલ) અને તાઊન (પ્લેગ)થી છે, કોઇએ અરજ કરી : યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આ તઅનને તો અમે જાણીએ છીએ, પરંતુ તાઊન શું છે ? આપે ફરમાવ્યું : તમારા દુશ્મન જિન્નાતોનું નશ્તર છે* અને આ બંનેમાં શહાદત છે.

મતલબ કે જિન્નાત માનવશરીરમાં ઘોંચપરોણા કર્યા કરે છે, જેના કારણે તેના બદનમાં ઝેર ફેલાઇ જાય છે અને માણસો ટપોટપ મરવા લાગે છે.

તબીબી વિજ્ઞાનનું માનવું છે કે પ્રદૂષિત હવાને કારણે યા વાયરસને કારણે હવામાન ખરાબ થઇ જાય છે. અહિંયા સુધી કે તેના કારણે ઝેર ઉત્પન્ન થઈને માનવશરીરમાં ફેલાઇ જાય છે અને માણસો મરવા માંડે છે.

ઉલમાએ કિરામે હદીસ શરીફ અને તબીબોના કથનમાં આ રીતે સમાધાન સાધવાનો પ્રયાસ કર્યો છે કે કદાચ પ્લેગ કદી તો જિન્નાતોની નેઝાબાઝીથી ફેલાતો હોય અને કદી તો પ્રદૂષિત હવામાનને કારણે ફેલાતો હોય, પરંતુ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક જ

* હદીસ શરીફમાં આવે છે કે ગંદકીના સ્થળે શરીર શયાતીન રહેતા હોય છે. પ્લેગના ફેલાવાનું એક કારણ ગંદકી પણ છે.

સબબ બયાન ફરમાવ્યો છે, જેનો સંબંધ વહી સાથે છે અને કોઈ તબીબ તેને માલૂમ કરી શકતો નથી અને બીજો સબબ (હવાની ખરાબી) બયાન ફરમાવ્યો નથી, કારણ કે તેનો સંબંધ બુદ્ધિથી છે અને તબીબો પણ તેને માલૂમ કરી શકે છે.

## પ્લેગ માટે શયાતીનને કેમ નિમિત્ત બનાવ્યા ?:

પ્લેગ યા કોઈ પણ વબા ગુનાહોના કારણે આવતી હોય છે અને ઇન્સાન પાસે ગુનાહ પણ શયાતીન (નાફરમાન જિન્નાત) કરાવે છે, એ કારણે વબાને આમંત્રિત કરવા ઉપર પણ શયાતીનને નિયુક્ત કરે છે, જેથી જેમના કહેવાથી ગુનાહ કર્યા હતા, તેમના જ હાથે તેમને હલાક કરવામાં આવે અને તેઓ જાણી લે કે જે માણસ કોઈના કહેવાથી પોતાના પાલનહારની નાફરમાની કરે છે અને તેને પોતાનો દોસ્ત સમજીને તેની વાત માને છે તો અલ્લાહ તઆલા તેને જ એમના પર નિયુક્ત ફરમાવી દે છે, અહિંયા સુધી કે પછી તના જ હાથે તેમને હલાક કરાવી દે છે.

## ચેપી રોગ વિષે ઈસ્લામનું માર્ગદર્શન :

જહાલતયુગમાં આ માન્યતા પ્રચલિત હતી કે બીમારની પાસે બેસવાથી અને તેની સાથે ખાવાથી તંદુરસ્ત માણસને પણ તે બીમારી લાગુ પડી જાય છે, જેથી નબીએ કરીમ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે "લા અદ્વા" એટલે કે (અલ્લાહ તઆલાની તકદીર અને હુકમ વિના) એકની બીમારી બીજાને લાગુ પડતી નથી.

એકવાર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ રક્તપિત્તના એક દરદીનો હાથ પકડીને પોતાના ખાવાના વાસણમાં શરીક (ભાગીદાર) કરી લીધો. મતલબ આ છે કે અલ્લાહ તઆલાના હુકમ અને તકદીર વિના કશું જ થઇ શકતું નથી, પરંતુ અકીદાની હિફાઝત માટે શરીઅતે તાલીમ આપી છે કે ચેપી રોગ ફાટી નીકળ્યો હોય તેવા વિસ્તારોમાં જરૂરત વિના જશો નહિ અને ત્યાંથી ભાગશો પણ નહિ, કારણ કે જો કોઈ ત્યાં જઇને બીમારીમાં સપડાઈ જશે તો કમઝોર તબીઅત અને કમઝોર અકીદાવાળા એવું સમજશે કે ત્યાં જવાથી આવું થયું

વળી, ફરમાવ્યું કે બીમાર ઊંટને બીમાર ઊંટની સાથે રાખશો નહિ અને શરીઅતે એવું પણ સૂચવ્યું કે રકતપિત્તના દરદીથી એવી રીતે ભાગો, જેવી રીતે વાઘથી ભાગો છો, કારણ કે અકીદાની હિફાઝત જરૂરી છે. અમુક બીમારીઓ અને કિટાણુઓ અવશ્ય ચેપી હોય છે. આપણે તેમનો રદિયો કરવાની જરૂર નથી, પરંતુ આ વાત પણ લક્ષે રાખવી જોઈએ કે બીમારી સ્વયં ચેપી અને અસરકારક નથી, બલકે અલ્લાહ તઆલાના હુકમથી ચેપી અને અસરકારક બને છે. જેમના માટે અલ્લાહ તઆલાનો હુકમ ન હોય અને જેની તકદીરમાં બીમારી ન હોય તો બીમારની સાથે હળવા-ભળવાથી કશું જ થતું નથી. માત્ર અકીદાની

હિફાઝત અને ઈમાનની સલામતી ખાતર શરીઅતે ચેપી રોગથી અળગા રહેવાની તાકીદ કરી છે.

વર્તમાન પ્લેગે સૌથી મોટો ભોગ માનવતાનો લીધો છે. પ્લેગગ્રસ્ત વિસ્તારમાંથી મહેમાન આવેલાં નિકટવર્તી સગાં-સ્નેહીઓ અને સંબંધીઓને ધિક્કારવાના તથા તેમના પ્રત્યે આભડછેટભર્યું અને સૂગયુક્ત વર્તન કરવાના ચિત્ર-વિચિત્ર બનાવો વર્તમાનપત્રોમાં બહાર આવતા રહ્યાં છે. આવા સંજોગોમાં ઇસ્લામ ધર્મની આ સમતોલ તાલીમ માનવજાત માટે અવશ્ય આશીર્વાદરૂપ અને પ્રસ્તુત છે.

## દુનિયાની મુસીબતો રહમત છે કે અઝાબ ? :

હદીસ શરીફની અમુક રિવાયતોથી સ્પષ્ટ થાય છે કે દુનિયાની મુસીબતો અને આફતો અલ્લાહ તઆલાની રહમત અને ઘણી ફઝીલતની ચીઝ છે. જેમ કે, હદીસ શરીફમાં છે કે સૌથી વધુ મુસીબતો પયગમ્બરો (અલૈ.) પર આવે છે. ત્યાર બાદ ક્રમાનુસાર પરહેઝગારો અને અવલિયા વગેરે પર.

પરંતુ કુર્આન મજીદની ઘણી આયતો અને હદીસ શરીફની ઘણી રિવાયતોથી આ વાત પણ સ્પષ્ટ થાય છે કે દુનિયાની મુસીબતો આપણા કુકર્મોનું ફળ અને પરિણામ છે. કેટલીક રિવાયતોથી ફલિત થાય છે કે દુનિયાની મુસીબતો અલ્લાહ તઆલાના ક્રોધકોપની નિશાની છે. આ કારણે સહજપણે આપણને મૂંઝવણ અને હેરાની થાય છે

કે હકીકત શું છે ? ઇન્સાન જ્યારે કોઈ મુસીબતમાં સપડાઇ જાય તો તેને અલ્લાહનો કહેર (પ્રકોપ) સમજે યા રાહત ? !

કુત્બે આલમ હઝરત શૈખ અબ્દુલ કાદિર જીલાની (રહ.)એ આ શંકાઓનું બહુ સરસ સમાધાન ફરમાવ્યું છે, જેને ઇબ્ને જવઝી (રહ.)એ પોતાની કિતાબ "સિફ્તુસ્સફ્વહ"માં લખ્યું છે, જે આ પ્રમાણે છે :

બીમારીઓ અને મુસીબતોની ત્રણ હાલતો છે. અમુક હાલતોમાં તે અઝાબ અને અલ્લાહનો કહેર હોય છે. અમુકમાં ગુનાહોનો કફ્ફારહ (પ્રાયશ્ચિત્ત) અને અમુકમાં દરજાત બુલંદ થવાનું નિમિત્ત બને છે. દરેકની ઓળખ આ પ્રમાણે છે કે—

જો મુસીબતો અને બીમારીઓના આગમન વખતે મુસીબતગ્રસ્ત માણસને અલ્લાહ તઆલાની તકદીર પર ગુસ્સો આવતો હોય અને તેનાથી શિકાયત ઉત્પન્ન થતી હોય તો તે આપત્તિ અલ્લાહનો કહેર અને અઝાબ છે, પરંતુ જો આ પરિસ્થિતિ ન હોય, બલકે મુસીબતો પર સબ્રની પ્રેરણા મળતી હોય તો આ મુસીબત ગુનહોનો કફ્ફારહ હોવાની નિશાની છે અને જો સબ્રની સાથોસાથ પ્રસન્નતા (રઝામંદી) અને દિલમાં પ્રફુલ્લતા મહસૂસ થતી હોય તો તે દરજાત બુલંદ થવાની નિશાની છે.

સ્પષ્ટ થયું કે અમ્બિયા અને અવલિયા (અલયહિમુસ્સલામ)ની મુસીબતો ત્રીજા પ્રકારમાં, સામાન્ય

મુસલમાનોની મુસીબતો બીજા પ્રકારમાં અને કાફિરોની મુસીબતો પ્રથમ પ્રકારમાં આવે છે. અલ્લાહ તઆલા દરેક મુસલમાનની તેનાથી હિફાઝત ફરમાવે, આમીન !

## મુસલમાનો માટે ચિંતનની ક્ષણ :

ઉપરોક્ત લંબાણપૂર્વકની ચર્ચાથી ફલિત થયું કે પ્લેગ એક અઝાબે ખુદાવંદી છે, જેને માણસના અપકૃત્યો અને નાફરમાનીઓ નોતરે છે. જ્યારે આ અઝાબ અવતરે છે તો સારા અને નઠારા તમામ લોકોને આવરી લે છે, પરંતુ અમુકવાર અલ્લાહ તઆલા લોકોના બોધપાઠ માટે ચમત્કારિક રીત અમુક લોકોને ઉગારી પણ લે છે.

જો સદ્‌ભાગ્યે અર્વાચીન પ્લેગના ઉપદ્રવથી મુસલમાનોને અસર પહોંચી નથી યા ઓછી અસર પહોંચી છે તો આપણે તેનાથી ઇતરાવું, હરખાવું, પોરસાવું અને આનંદઘેલા થવું જોઇએ નહિ, બલકે આપણે તો અલ્લાહ તઆલાનો પાડ માનવો જોઇએ-શુક્રિયહ અદા કરવો જોઇએ કે તેણે આપણને આ જીવલેણ બીમારીથી સુરક્ષિત રાખ્યા. આવી પરિસ્થિતિમાં આપણે પોતાના વાણી-વર્તન પર સંયમ રાખવાની ખાસ જરૂર છે, બલકે વર્તમાન વાતાવરણમાં આવા બોધપ્રદ બનાવોને આધારે ભઈબંધ કોમને સત્ય અને અસત્યનો ભેદ સમજાવી દીની દાવત આપવાની આ એક અનમોલ તક છે.

પ્લેગ વિષે બીજાઓ સંબંધી કશી અયોગ્ય અને અણછાજતી ચર્ચા કરવાને બદલે ભૂતકાળમાં સરી જઈ એવું વિચારવાની જરૂર છે કે આવો ભયંકર અઝાબ કેમ નાઝિલ થાય છે ? એનાં અસબાબ કે કાર્યકારણો શું છે ? ભૂતકાળમાં આવો અઝાબ કેવા લોકો પર ઊતર્યો અને કેમ ઊતર્યો છે ? આવા બનાવથી બોધપાઠ લેવાની જરૂર છે. એના ભેદને અલ્લાહ તઆલા પર છોડી દઇ મનોમંથન કરવાની જરૂર છે.

સાચું પૂછો તો યહૂદીઓ, નસરાનીઓ અને હિન્દુઓને પણ શરમાવે એવાં આપણા આમાલ છે. આપણે અણઈસ્લામી કૃત્યો, શિર્ક–બિદઅત અને કુરિવાજોમાં સદા ખૂંપેલા રહીએ છીએ. ઇસ્લામના આદેશોને પોતાના પગો તળે રગદોળતાં પણ ખચકાતા નથી. આવા સંજોગોમાં અલ્લાહ તઆલા આપણી રિઆયત કરીને ઝાલિમો અને નરાધમો પર અઝાબ ઉતારે એ વાતમાં માલ નથી. હા, મઝલૂમો (ચાહે તે મુસ્લિમ હોય કે બિન મુસ્લિમ)ની આહ, નિર્દોષોની નિર્દય હત્યા, પાકદામન સ્ત્રીઓ સાથે કરાતી લંપટાઈ અને બળાત્કાર, માસૂમ ભૂલકાંઓનું કરપીણ ખૂન, વૃદ્ધોનું આક્રંદ જરૂર રંગ લાવે છે અને અઝાબે ઈલાહીને આમંત્રે છે. હદીસ શરીફમાં આવે છે કે મઝલૂમની બદદુઆ (અભિશાપ) કદી રદ થતી નથી. તે આકાશને ચીરીને સીધેસીધી ઉપર ચાલી જાય છે. તેને કશી આડવાડ નડતી નથી. આવા કૃત્યો જો મુસલમાનો પણ કરે તો તેઓ પણ કદી બક્ષાવાના નથી, એ હકીકતને આપણે ભૂલવી ન

જોઈએ. પ્લેગ એક ચેતવણી છે દરેકને માટે, મુસલમાનો માટે પણ !

## ફિકહી હુકમ :

પ્લેગ યા કોલેરાની નાબૂદી માટે દુઆએ કુનૂત પઢવું જાઇઝ છે.

પ્લેગના નિવારણ માટે પુષ્કળ પ્રમાણમાં તૌબા અને ઇસ્તિગફાર કરવાં જોઈએ. હદીસ શરીફમાં છે કે જે કોઇ પોતાના શિરે ઈસ્તિગફારને લાઝિમ કરી લે છે તો અલ્લાહ તઆલા તેને દરેક પ્રકારના ગમ અને દુઃખથી નજાત આપે છે. હદીસ શરીફમાં આવ્યું છે કે દુઆ ફાયદો કરે છે તે બલામાં પણ જે આવી ચૂકી છે અને તે બલામાં પણ જે હજી આવી નથી. આવા દિવસોમાં ખૂબ ખયરાત કરવી જોઇએ. હદીસ શરીફમાં છે કે ખયરાત અલ્લાહ તઆલાના ગઝબથી બચાવી લે છે અને તેના ક્રોધને બૂઝાવી દે છે. પાપાચારનો સદંતર ત્યાગ કરવો જોઈએ. નમાઝની પાબંદી કરવી જોઇએ. વધુ પ્રમાણમાં નફ્લ નમાઝ પઢવી જોઈએ. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કોઈ ગમ આવી પડતો તો આપ ખૂબ નફ્લ નમાઝો પઢતા.

★ ★